# ટ્રસ્ટીની આપખુદી

અથવા

## એક કુટુમ્બની કરૂણાજનક કથા.

લેખક.

સૂર્યપ્રકાશ.

ગાંડીવ છાપખાનું સુરતમાં નટવરલાલ મૂળચંદે છાપી,
અને શા ધનજી પ્રાગજી વોરાએ કાલબાદેવી મુંબાઇથી
પ્રગટ કરી.

પ્રથમાવૃત્તિ : ૧૯૨૪ ;૫૦૦

સચિત્ર,

# તોપ

કોઈ અજબ નવી શૈલિમાં લખાતું અને ટુંક વખતમાં અતિ લોકપ્રિય થઇ ગયેલું અઠવાડિક એક વાર વાંચ્યું એટલે હમ્મેશ વાંચશો.

## હર રવિવારે વાંચો

લવાજમ રૂપિયા અઢી ટ. ખ. સાથે.

તોપખાનું, સુરત.


ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

# ટ્રસ્ટીની આપખુદી

અથવા

## એક કુટુમ્બની કરૂણાજનક કથા.

કાઠીઆવાડ કે જે આજે ગીરનાર જેવા પ્રતાપી તીરથથી પુરી રીતે જાહોજલાલી અને કીર્તી મેલવી રહ્યું છે તેજ ગીરનારની પશ્ચીમે રત્નગઢ કરીને એક પવીત્ર ગામ આવેલું હતું તે ગામ નામ પ્રમાણેજ ગુણ ધરાવતું હતું કે તે વખતમાં પેરીશનું બચું કાઠીઆ-વાડમાં તેની આબોહવા અને પ્રજાની સતકીર્તીથી હતું પણ વખત બદલાતાં તેજ ગામની આજે તે પ્રજા રહી નથી. તે ગામમાં પ્રેમચંદ શેઠ કરીને એક શેઠ રહેતો હતો તેની સ્થીતી સાધારણ હતી ઇશ્વરકૃપાથી તેમને બે પુત્ર હતા એકનું નામ કાળીદાશ, બીજાનું નામ પ્રાણલાલ, હતું. કાળીદાશ અને પ્રાણલાલ ઊમર લાયક થતાં આબરૂ પ્રમાણે સારી રીતે પઇસો ખરચી ત્યાંનાજ રહીશોને ઘેર પરણાવ્યા હતા. હવે તે બને ભાઇઓ વ્યાપારાર્થે પરદેશ કમાવાને ગયા, ત્યાં બહુ સારી ધનસંપત્તી પ્રાપ્ત કરી પોતાને વતન પાછા ફર્યા પાછા તેઓ બને ભાઇ પોતાના કુટુંબ સહીત પરદેશ ગયા

પરદેશમાં તેમના પીતાજી પ્રેમચંદ શેઠ સ્વર્ગવાશ પામ્યા હવે કાલીદાશને દૈવયોગે ચાર સ્ત્રી થઇ પણ પુત્ર સંતાન ન હતું પ્રાણુલાલને બે સ્ત્રી થઇ તેમાં પહેલીનું નામ વ્રજસુંદરી હતું તે એક ખાનદાન કુટુબની પુત્રી હતી તેમનામાં નામ પ્રમાણે ગુણુ હતા વ્રજસુંદરીને એક પુત્ર થયો તેનું નામ ધારશી પાડવામાં આવ્યું બને ભાઇઓ વચ્ચે બહુજ સંપ હતો પણ બાઇડીઓના નવનવા સ્વભાવને અંગે તેમજ પ્રાણુલાલની પત્ની વ્રજસુંદરીના સ્વર્ગવાસને અંગે પ્રાણુલાલ શેઠની નવી શાણી કમલાકાન્તના પગલાને અંગે તે સંપ તુટયો અને બંને ભાઇ જુદા થયા પ્રાણુલાલ શેઠના પુત્ર ધારશીની ઉમર મ્હોટી થવાથી તેજ ગામના પ્રતીષ્ટીત ગૃહસ્થની પુત્રી માનલક્ષ્મી, સાથે લગ્ન કર્યા માનલક્ષ્મી ડાહી, અને શુશીલ તથા રૂપવાન હતી અને ઘરકામમાં બહુજ હુશીયાર હતી તેણે આવતાં વેંત ઘરના માણસોનો ચાહ મેલવી લીધો પણ તેના કમનસીબે કમલા કાન્તાના સ્વભાવને અંગે તે ખીચારીને માથે કેટલાં દુઃખો સહન કરવા પડયા તે લખતા મારી કલમ ચાલતી નથી અને તે બાબતો જો લખવા બેસું તો મોટો ચોપડો ભરાય, કમલાકાન્તાથી પ્રાણુલાલ શેઠને બે પુત્ર થયા તેમાં ૧નું નામ વીરજી અને બીજાનું નામ મનજી રાખવામાં આવ્યું હતું ત્યાર બાદ થોડા સમય બાદ પ્રાણુલાલ શેઠની તબીઅત એકદમ નરમ થઇ ગઇ અને

ફક્ત એક દીવશની માંદગીમાં તે ભલા અને દયાળુ શેઠ સ્વર્ગવાશ પામ્યા તેની મીલકત આશરે ૨૦) લાખની હતી તથા રત્નગઢમાં એક બંગલો તથા મુબઇમાં એક બંગલો હતો તેણે પોતાના બે પુત્ર વીરજી, મનજી નાની ઉમરના હોવાથી ચાર ટ્રસ્ટી નીમ્યા, ૧ શેઠના પુત્ર ધારશી, ૨ શેઠાણી કમળકાન્તા, ૩ ન્યાલચંદ નેમચંદ, ૪ ઝેરીલાલ રામલાલ. હવે ધારસી પોતાના પીતાના પગલે ચાલી ધંધો કરતા હતા પણ અણધારી આફતોને અંગે તે ધંધો પડી ભાંગ્યો અને ટ્રસ્ટીઓ આપખુદી સત્તાનો અમલ ચલાવવો શરૂ કર્યો તે અરશામાં ભાઇ ધારશીની પત્ની માનલક્ષ્મી સ્વર્ગવાશ પામી તે પોતાની પાછળ પોતાના નામ માટે પુત્ર અને પુત્રી મુકી ગયા પણ ધારશી શેઠની ઘરબંગ સ્થીતીની વ્યાધી અનહદ વધી કારણ કે ટ્રસ્ટીઓની સત્તાને અંગે તેમજ પોતાની ડાહી પત્નીના સ્વર્ગવાશથી પોતે માંદા પડયા ત્યાર બાદ ડાક્ટરોના ઉપાયો અજમાવતાં ધારશી શેઠની તબીઅત સુધરી ત્યાર બાદ તેમણે પોતાના પીતાજીના પગલે ચાલી બીજું ઘર કર્યું તેમના પત્નીનું નામ ધનલક્ષ્મી હતું હવે ધારશી શેઠ કાંઇક જંપ્યા ત્યાં ન્યાલચંદ શેઠે ઝેરીલાલના કરપીણ કામથી કંટાળી જઇ રાજીનામુ આપ્યું અને ઝેરીલાલે ત્યાંથી નહીં અટકતાં ધારશી શેઠને કમલકાન્તાને ઉંધુ ચતુ સમજાવી જુદા કર્યા અને ધારશીને દુઃખમાં નાખવા પુરતી રીતે પગલાં લીધા,

અને ધારશીને સમજાવી પરદેશ વ્યાપારાર્થે મોકલ્યા પાછળથી કમલકાન્તાને સમજાવી પ્રાણલાલ શેઠની જંગમ મીલકત પોતાના નામ ઉપર કરી લીધી તે ખબર ધારશી શેઠને પડતાં તે મુંબઇમાં આવ્યા તપાસ કરતાં ઝેરીલાલે સટ્ટો ચાલુ કરેલ હતો અને મારવાડીની માફક વ્યાજુ નાણા ધીરવા શરૂ રાખ્યું હતું અને નફામાં ઝેરીલાલને ઇનામ અને ખોટમાં પ્રાણલાલ શેઠની પુંજી ઝેરીલાલ પાસે ધારશીએ પોતાના ભાગની માગણી કરી તથા કમલકાન્તાનો એક પુત્ર મનજી સ્વર્ગવાશ પામ્યો હવે ભાગમાં વાંધો પડતાં ધારશી શેઠે આપણા દયાલુ બ્રીટીશ સરકારની ન્યાયાશનનું સરણું લીધું અને પોતના પીતાજી પ્રાણલાલની શેઠની પુંજીમાં અડધા ભાગની ડીગ્રીઓ ઝેરીલાલ ઉપર કરાવી, અને કમલકાન્તાને ખાતે બધી ખોટ ભરવી પડી ત્યાંથી ન અચકાતાં આગળ કમલકાન્તાએ પ્રાણલાલ શેઠના નોકર મંજુલાલ સાથે આડો વહેવાર શરૂ કર્યો પણ તે પાપ પુરૂં ન થયું ત્યાં મંજુલાલ સ્વર્ગવાશ પામ્યો ત્યાર બાદ પ્રાણલાલના મીત્ર મનસુખલાલ કે જે રખડુ અને ખરાબ ચાલનો માણસ હતો તેની સાથે વહેવાર શરૂ થયો હવે તે બાબતની ઝેરીલાલને ખબર પડતાં તે ખેદને બદલે રાજી થયો અને તેણે તેવી બાબતોને પુરતો ટેકો આપ્યો કારણ કે તોજ કમળકાન્તા પોતાના કબજામાં રહે અને પોતાની આપખુદી સત્તાનો અમલ ચલાવાય,

હવે ગાડી આગળ ચાલી કારણ કે ટેકાનું જોર મલ્યું એટલે પોતાના પુત્ર વીરજીના સસરા માણેકલાલને પણ કમલકાન્તાના સુખમાં ભાગ મલ્યો હવે ઝેરીલાલે પોતાના ખાશ માનીતા જયવંત નામના માણસને સમજાવી વે કામમાં શામેલ કર્યો તેનું કારણ એજ કે કમલકાન્તાને પોતાના કબજામાં રાખવા ખાતરજ. હવે ઝેરીલાલના કરપીણ કામને અંગે કમલકાન્તા નીરાશ થઇ ગઇ અને પોતાની મોટી ઊમરે મનસુખલાલ, માણેકલાલ, જયવંત કોઇ સગું થયું નહીં અને ઝેરીલાલે તેને ભીખારીની દશાએ પહોંચાડી પણ ધારશી શેઠથી તે નહીં દેખાયાથી કમલકાન્તાને બોલાવી કહ્યું કે ઘર તમારૂંજ છે પણ મારા ઘરમાં કોઇ પણ માણસ સાથે આડો વહેવાર રખાશે નહીં અને તમે ધરમધ્યાન કરો અને રહો અને મારા પીતાજી પ્રાણલાલ શેઠની આબરૂને જે તમે ધોઇ નાંખી છે તેને ઠેકાણે લાવો હવે કમલકાન્તાની આંખ ઉઘડી તે ધારશીની સાથે રહેવા લાગી ધારશીએ પોતાની અપરમાને પોતાની જનેતા માની ભેગી રાખી અને ધારશી સુખી થયો ધન્ય છે તેવા દીકરાને કે પોતાની અપરમાનું કાંઇ પણ નહીં ગણકારતાં સાથે રાખી મારા વાંચક બંધુઓ ઉપરની કહાણી ઉપર ધ્યાન આપી પાછલ ટ્રસ્ટીઓ મુકી જશો નહીં કારણ કે ઝેરીલાલ જેવા માણસો પાછળથી પોતાની જે વહાલામાં વહાલી ચીજો, સ્ત્રી તથા છોકરાને રખડતા

ભીખારીની હાલતે મુકી પોતે પઇસાદાર બને છે. અને મોજ મજાહ કરે છે પણ ભાઇઓ તેમાં સુખ નથી તે અંતે દુઃખનુંજ સ્થાન છે અને પરલોકમાં પણ તે માણસ સુખી થતો નથી અને તેજ ઝેરીલાલે પણ પાછળથી સટ્ટામાં ખોઇ નાખ્યું અને ભગદરના રોગથી રીબાઇ મરણ પામ્યો તો ભાઇઓ આ દુનીઆમાં કર ને જો તે નજરેજ દેખાય છે તો આવી રીતે પોતાના કુટુંબને એક ધણીને બદલે અનેક ધણીઓના હાથમાં નહીં નાંખવા વીચાર રાખજો તો મારી કરેલી મહેનત સફળ માનીશ.

લી૦ **સુર્યપ્રકાશ.**

*** સમાપ્ત ***

---